# નાજાયઝ દેહસંબંધની ખરાબી અને તેનો ઈલાજ

: સારસંકલન :

ઈબ્રાહીમ 'અનવર'

પ્રકાશન અને પ્રસારણ વિભાગ
દારુલ ઉલૂમ અરબિય્યહ
ઈસ્લામિય્યહ ભરૂચ, મહમૂદનગર
મુ. પો. કંથારીઆ તા. જિ. ભરૂચ
(ગુજરાત–ઈન્ડિયા)

★ બિસ્મિહી તઆલા ★

✻ પ્રકાશન નં. ૧૧૧ ✻

# નાજાયઝ દેહસંબંધની ખરાબી
# અને
# તેનો ઇલાજ

પીરો મુર્શિદ હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)ની
રૂહપરવર તા'લીમની રોશનીમાં

: સારસંકલન :

જનાબ ઈબ્રાહીમ 'અનવર'
તંત્રી : 'દારુલ ઉલૂમ' માસિક

પ્રકાશન અને પ્રસારણ વિભાગ
દારુલ ઉલૂમ અરબિય્યહ ઈસ્લામિય્યહ ભરૂચ
મહમૂદનગર મુ. પો. કંથારીઆ–૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (GUJ. INDIA)

અલ્લાહના નામથી

# ★ બે બોલ ★

**નહ્‌મદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ.....**

નાજાયઝ દેહસંબંધમાં ફસાયેલ યુવક–યુવતીઓ બહુધા પસ્તાય છે. ફરી નિરાશ થઇને આ જીવન પ્રત્યે ઉદાસીન બને છે. પસ્તાવો અલબત્ત આવકારદાયક છે. સાચા દિલનો પસ્તાવો હશે તો તવબાની તવફીક થશે. રહમાન–રહીમ, તવબા કરનાર બંદાઓના ગુનાહ માફ ફરમાવે છે. ઈરશાદ છે, 'હે રસૂલ ! જેઓ પાપકર્મો આચરીને પોતા પર હદ ઉપરાંતનો જુલમ કરી બેઠા છે, મારા એ બંદાઓને કહી દો કે તમે અલ્લાહની રહમતથી નિરાશ ન થતા. ખચીત, અલ્લાહ સઘળા ગુનાહ માફ કરી દેશે. બેશક, તે મહા ક્ષમાવાન અને કૃપાળુ છે. (સૂરએ ઝુમર)

તવબા અલ્લાહપાકના ડરખોફમાંથી ઉદ્‌ભવવી જોઇએ. દિલમાં અલ્લાહ તઆલાનો ડર હશે તો માણસ તે પાક પરવરદિગારની નાફરમાની કરતો અટકશે, ને પોતાના સર્જનહારનો તાબેદાર બની રહેશે. વળી ઈન્શાઅલ્લાહ, જન્નતનો હકદાર ! અલ્લાહપાકનો ડર આ રીતે બહુ લાભદાયી બની રહે છે. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ દુઆ યાચતા કે ઓ પરવરદિગાર ! મારા દિલમાં આપનો એવો ખોફ–એવો ભય વસાવો કે હું ગુનાહથી છેટો રહું. એ ડર, એ ભય મને પાપ કરતાં રોકે. તો અલ્લાહ પાકનો

ડર એટલી હદે આવશ્યક છે કે એને પરિણામે આપણે ગુનાહોથી બચીએ ને તેની ઈતાઅત–તાબેદારી કરતા રહીએ. નિરાશ કે નાઉમ્મીદ થઈ રહીએ એવો કે એટલો ડર આવશ્યક ન હોય. અલ્લાહ રહીમની મહાકૃપા કે રહમતથી દિલ નિરાશ–નિરાશ થઈ રહે એટલી હદે ભય રાખવો કુફ્ર છે. ઈમાનનું સ્થાન તો ભય અને આશાની વચ્ચે છે–અલ્લાહના ડર અને તેની રહમતની આશાની વચ્ચે છે. પોતાનું ધાર્યું ન થાય તો માણસ નિરાશ થઈ દુઃખી મને જીવન ટૂંકાવવા તરફ પણ વળતો હોય છે. આત્મહત્યા કે આપઘાતનો આશરો લેતો હોય છે. ઈસ્લામ જેવા કલ્યાણમય ધર્મમાં આવા હીણ કૃત્યનું કોઈ સ્થાન નથી. હઝરત મુહમ્મદ ઈબ્ને અલી (રદિ.) કહેતા કે અલ્લાહપાકે તમારા પ્રાણની કીમતરૂપે જન્નત નક્કી કરી છે. તો એ સિવાય બીજી કોઈ ચીજના બદલામાં તમારા પ્રાણ ન વેચતા. ઈસ્લામનો એક અર્થ છે સલામતી. એ પોતાના અનુયાયી–મુસ્લિમને દોઝખની આગથી બચાવીને સલામતી કે જન્નત ભણી દોરે છે. પ્રિયપાત્ર ન મળે તો એમાં અલ્લાહ હકીમની હિકમત અને મરજી છે. એક વસ્તુ આપણને પસંદ હોય, મનગમતી હોય પણ આપણા માટે લાભકારક કે ઈચ્છવા–જોગ ન પણ હોય. એના રહસ્યની આપણને જાણ નથી હોતી. અલ્લાહ–અલીમ–ખબીરને એની પૂરી ખબર છે તો આપણે ય આપણા માલિક ને સર્જનહારની ખુશીમાં ખુશ રહીએ, નિરાશ ન થઈએ. મુઅમિનનો મૂળ જીવનલક્ષ્ય તો આખિરતની ઝિંદગીમાં અલ્લાહ પાકની અપાર ને અણદીઠી નેઅમતો યા જન્નત પામવાનો છે.

આ જીવન સફરમાં આપણે અનેકાનેક ગૂંચવાડાભરી

બાતિની અને રૂહાની બીમારીઓમાં સપડાય જતા હોઇએ છીએ. આ બીમારીઓ કે સમસ્યાઓના ઉકેલ અને મનની શાંતિ, અલ્લાહના વલીઓ કે જે રૂહાની વૈદો છે–પાસે મળતી હોય છે. પરિણામે કંઈના જીવન પલ્ટાય છે. દોઝખની ભૂંડી ખાઈ તરફ ધકેલાય રહેલા અલ્લાહ રહીમના અનેક બંદા એ માનવંતોના બરકતભર્યા સહવાસ–સૂચન ને ફૈઝ–તવજ્જોહને પરિણામે જન્નતનો–અલ્લાહ રહીમની રઝામંદીનો મારગ પામી ખુશનસીબીને વરે છે.

દાદાપીર હઝરત હકીમુલ ઉમ્મત (રહ.) જેવા મહા–જ્ઞાની ને પ્રતિભાવંત રૂહાની તબીબનું સાહિત્ય આજે ય અત્યંત તાઝગી સભર ને ફૈઝવંત છે. આ પુસ્તિકા એનો જ પરિપાક છે. બેચેન ને પાપની ગર્તામાં ફસાયેલા દુઃખીજનો કાજે એમાં કેટલું બધું નૂરવંતુ માર્ગદર્શન ને રાહબરી છે ! આપના ઈઝઝતવંત ખલીફાઓ પણ અલ્લાહપાકની મખ્લૂકને જીવન જીવવાનો સાચો મારગ ને મર્મ બતાવી રહ્યા છે. (અલ્લાહ તઆલા એમનો બરકતભર્યો સાયો આપણા પર તાદેર કાયમ રાખો.) આવું તેજોમય ને આબેહયાત સમું સાહિત્ય પ્રકાશિત કર્યા બદલ આપણે દારુલ ઉલૂમ કંથારિયાના આભારી છીએ. અલ્લાહ–રહમાન–રહીમ આ ઈદારાની નાનીમોટી ખિદમતોને પોતાની અસીમ દયાકૃપાથી, હુઝુર રહમતુલ લિલ આલમીન સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને માનવંત અવલિયાએ કિરામ (રહ.)ને સદકે કબૂલ ફરમાવો એ તમન્ના, એ દુઆ !

ખાકપાએ અવલિયા

૧૨ રબી. અવ્વલ, ૧૪૧૦ — ઇબ્રાહીમ ‘અનવર’

بسم الله الرحمن الرحيم

સજાતીય દેહસંબંધ કે બદફેલી બહુ ગંભીર ગુનાહ છે. આવો ગુનાહ કરનારને અલ્લાહપાકે હદ વટાવી જનાર કહ્યા છે. કુર્આને અઝીઝમાં ઇરશાદ છે; ઈન્નકુમ લત'તૂનર રિજાલ......અરે, તમે સ્ત્રીઓને છોડી પુરુષો સાથે સંભોગ કરો છો ! ખરે, તમે હદ વટાવી જનારા છો. (૭ : ૮૧)

લાજશરમ વિનાનું આવું ભૂંડું કામ કરનારાઓને અલ્લાહ તઆલાએ બહુ ભારે સજા ફરમાવી. ઇરશાદ છે;

વ અમ્તરના અલયહિમ મતરન......અમે એ લોકો પર જુદા જ પ્રકારનો વરસાદ વરસાવ્યો. (પથ્થરોનો વરસાદ) જૂઓ તો ખરા. એ પાપીઓની કેવી દશા થઇ ! (૭ : ૮૪)

અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પણ આપણને આ વિશે ચેતવ્યા છે. હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ (સલ.) ફરમાવે છે, 'મારી ઉમ્મત વિશે મને લૂતની કોમ જેવી બદફેલીની મોટી બીક છે કે ક્યાંક એ તેમાં સપડાય ન જાય !'

(ઇબ્ને માજહ, તિરમિઝી)

હઝરત જાબિર (રદિ.)થી આ રિવાયત પણ છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, 'જ્યારે કોઈ પ્રજામાં સજાતીય વ્યભિચાર વ્યાપક થઈ જાય તો અલ્લાહ તઆલા એ પ્રજા પરથી પોતાની ઝિમ્મેદારી ઉઠાવી લે છે ને એવી પાપી પ્રજાનો કેવી ભૂંડી દશામાં નાશ થાય છે એની પરવા નથી કરતા. (તબરાની) સાર એ કે અલ્લાહ તઆલા એવી પ્રજાથી બહુ નારાજ છે ને એ પ્રજાનો બહુ ખરાબ રીતે વિનાશ થશે. (અલ્લાહની પનાહ !)

હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) કહે છે, કે અલ્લાહના નબી (સલ.) ફરમાવે છે, 'અલ્લાહ તઆલાને એવા પુરુષ ભણી જોવાનું ય નથી ગમતું જે કોઈ પુરુષ સાથે લવાતત (સજાતીય સંભોગ) કરે !'

આવાં કુકર્મ કરનારની સજા પણ સખત છે. હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, 'લૂતની કોમ જેવું (સજાતીય બદફેલીનું) કામ કર્યા કરનારા માણસને તમે જૂઓ તો એવું કામ કરનાર અને કરાવનાર બંનેને કતલ કરી નાંખો !'

કારણ કે આવા કુકર્મના ભૂંડાં જંતુઓ સઘળી પ્રજાને પોતાના દુષ્ટ બાહુપાશમાં જકડી શકે છે ને બરબાદી તરફ લઇ જાય છે તેથી એની સજા પણ સખત છે.

અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, 'જ્યારે કોઇ કોમમાં નગ્નતા એવી વ્યાપક થઈ જાય કે લોકો ઉઘાડે છોગ બેહયાઈનાં કામો કરવા લાગે તો એમનામાં અગાઉ ન દીઠી હોય એવી બીમારીઓ ફેલાય જાય છે.'

(સુનને ઇબ્ને માજહ)

આજે એઇડઝ, કેન્સર જેવી બીમારીઓ વધી રહી છે જે પહેલાના જમાનામાં ના'તી.

હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હૂ તથા હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે, 'જે માણસ લૂતની કોમ જેવું કુકર્મ કરે તેના પર લઅનત છે.' હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે અમીરુલ મુઅમિનીન હઝરત અલી (રદિ.)એ લૂતની કોમ જેવો સજાતીય વ્યભિચાર કરનાર અને કરાવનાર બંનેને જીવતા જલાવી દીધેલા. વળી અમીરુલ મુઅમિનીન હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ એમના પર દીવાલ ગબડાવી દીધી કે એ બંનેનો નાશ થાય. (ઈન્તેખાબે મિશ્કાત, પેજ : ૨૫૨) આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આ કુકર્મ કેટલું ભૂંડું અને નફરતપાત્ર છે.

અલ્લાહના નબી (સલ.) ફરમાવે છે કે પોતાની પત્નીની પાછલી શર્મગાહથી સોહબત–સંભોગ કરનાર માણસ મલ્ઉન શાપિત છે. (ઈમામ અહમદ, અબૂ દાવુદ)

સાર એ કે આ નિંદ્યકામ જેમ મરદ સાથે કરવાનું હરામ છે તેમ ઓરત સાથે ય હરામ છે. ભલે એ ઓરત પોતાના નિકાહમાં હોય. જે બુરા કામથી નોખનોખી બીમારીઓ અને ભૂંડાં રોગોમાં સપડાવાનો ભય હોય એવા નઠારાં ને દુષ્ટ કામ કરવાની છૂટ ન જ હોય !

## ડૉકટરો શું કહે છે ?

સજાતીય સંભોગને પરિણામે વીર્યમાં રહેલાં જીવ ઉત્પાદક બીજો (શુક્રાણુંઓ)નો નાશ થાય છે ને તે

નાપાકીના ઢગલામાં જાય છે. પરિણામે માનવ નસલ તબાહી તરફ વળે છે એટલું જ નહી, તબીબો કહે છે કે આવું કર્મ કરનાર બહુધા અનેક જીવલેણ બીમારીઓમાં સપડાય છે. આ બીમારીઓ અસાધ્ય હોય છે ને માનવ-જીવનનો ભયાનક દુશ્મન.

## એઇડ્ઝનો અઝાબ : સજાતીય દેહસંબંધનું પરિણામ:

યૂરોપ અને અમેરિકા વગેરેમાં જે લોકો આ કુકર્મમાં ફસાયા તેમનામાંથી હજારોને એઇડ્ઝની જીવલેણ બીમારી લાગુ પડી. પોતામાં આવી ખતરનાક બીમારીએ ઘર કર્યું છે એવું જાણ્યા પછી કેટલાકે તો જાતે આત્મહત્યા કરી લીધી. ડૉકટરો અને નિષ્ણાતો કહે છે કે એક પુરુષ બીજા પુરુષ સાથે સંભોગ-સહચાર કરે એને પરિણામે એઇડ્ઝની બીમારી થવાનો પૂરો સંભવ છે. ડૉકટરો વળી કહે છે કે કેટલીકવાર રખાત ઓરતો સાથેના સેકસ સંબંધોને કારણે પણ એઇડ્ઝ લાગુ પડે છે. તબીબો કહે છે કે લવાતત એટલે કે સજાતીય સંભોગથી માણસના દિલદિમાગ અને શર્મગાહ પર એટલી ભૂંડી અસર થાય છે કે તે નકામા બની રહે છે. આવું કુકર્મ કરનાર માણસના ચહેરાની રોનક ને સુંદરતા પણ જતી રહે એવો શખ્સ સંસારસુખ કે સ્રીસંભોગનો આનંદ માણી શકતો નથી, ને તેનું સાંસારિક જીવન દુઃખી અને તબાહ-બરબાદ થઇ જાય છે.

## છોકરાઓ તરફનું નફરતપાત્ર આકર્ષણ :

કિશોર કે જુવાન વયના છોકરાઓ પ્રત્યેનું સેકસભર્યું આકર્ષણ અત્યંત ખરાબ અને નફરતપાત્ર છે. આ ફિત્નો

તો સ્ત્રીઓના ફિત્ના કરતાં ય સખત અને ભૂંડો છે આને લઈને જ તો પુરુષ પુરુષ વચ્ચેના જાતીય સંબંધો ઉભા થયા, ને માનવસમાજ ખરાબીની ખાઈમાં ધકેલાયો. હઝરત હકીમુલ ઉમ્મત (રહ.) ફરમાવે છે કે અત્યારે આ ફિત્નો વધી રહ્યો છે, જે ઓરતોના ફિત્નાથી ય ભૂંડો ને સખત છે. કારણ ઓરતો તો બહુધા અજાણ્યા મરદોથી અળગી રહે છે ને તેમનામાં હયાશરમ પણ હોય છે. બીજું કે નામહરમ ઓરતો સાથે હળવાભળવાનું સામાન્ય રીતે માણસને કઠતું હોય છે. જ્યારે છોકરાઓ વિશે તો કશી આડવાડ નથી હોતી. આથી એ ફિત્નામાં ફસાવાની શક્યતા વધુ રહે છે, જે બહુ જ ખરાબ બાબત છે. આ કુકર્મ જ તો હઝરત લૂત અલયહિસ્સલામની કોમને તબાહ કરી મૂકેલી.

## આ કુકર્મના પ્રકાર :

જે કમનસીબ લોકો આ કુકર્મમાં ફસાયેલા છે એના અનેક પ્રકાર ફિકહશાસ્ત્રીઓએ વર્ણવ્યા છે. યન્ઝુરૂન–યસલિબૂન–યફઅલૂન. એક પ્રકાર તો એવા લોકોનો છે જે રૂપાળા છોકરાઓને ખરાબ નજરે જૂએ છે. બીજો પ્રકાર એવા છોકરાઓ સાથે ચુંબન કે સ્પર્શનો વ્યવહાર રાખનારાઓનો છે. ત્રીજો પ્રકાર એવા લોકોના છે જે તેમની સાથે ખરાબ કામ કરે છે, એવું ખરાબ કામ કે જેને આપણે લૂત (અલય.)ની કોમ કરતી હતી તેવું જારકર્મ કે ઝિનાકારી કહીએ છીએ. કદાચ ચોથો પ્રકાર પણ છે જેમાં એવા લોકો છે જે આવા ભૂંડા કામોનાં વિચારો અને કલ્પનાઓ કરતા રહે છે. આને આપણે દિલની લઝ્ઝત કહીશું. આ ભૂંડા કામની ઝુલ્મત અને કાલક દિલ પર બહુ સખત થતી હોય છે. ઝિનામાં એટલી કાલક (કે

કામોત્તેજના) નથી હોતી. તેમાં તો સ્પર્શ કર્યા પછી કામોત્તેજના ને કાલક છાય જતી હોય છે. મૂળ કુકર્મનો દરજ્જો તો એથી ય ભૂંડો છે. (હકીકતે તસવ્વુફ વ તકવા, પેજ : ૬૫૨) આજે દુનિયાને એ લઅનતો પોતાના બાહુ-પાશમાં લેવા મથી રહી છે. એક તો ડ્રગની લઅનત અને બીજી લવાતત યા સજાતીય દેહસંબંધની લઅનત. આ બંને વિશે કુર્આને અઝીઝે આજથી પંદર સો વરસ પહેલાં માનવજાતને ચેતવી છે.

## એ લોકો ખુદાઇ બારગાહમાં મરદૂદ છે :

બુઝુર્ગો ફરમાવે છે કે અલ્લાહ તઆલા જેમને પોતાની બારગાહથી મરદૂદ કરવા ચાહે છે તેમને જુવાન વયના છોકરાઓના ભૂંડા આકર્ષણ અને કામુક્તાભરી મુહબ્બતમાં નાંખી દે છે. આ આકર્ષણ અને મુહબ્બત, સ્રીઓના આકર્ષણ અને મુહબ્બતથી ય વધુ ઝુલ્મત અને દિલની કાલક પેદા કરનારી હોય છે. કારણ એ પ્રકૃતિ કે સૃષ્ટિ ને બુદ્ધિ વિરુદ્ધનું કામ છે, સ્રી સાથે તો કદાચ નિકાહની ય આશા હોય, છોકરા કે પુરુષ સાથે તે હોય નહીં. આવી કામોત્તેજના કુફ્ર સુધી ય ખેંચી જાય-પહોંચી જાય, હઝ. જુનેદ બગદાદી (રહ.)ના જમાનામાં એક નેક માણસ કોઈ ખ્રિસ્તી છોકરા પર આશિક થઇ ગયો. માનવંત હઝરતે તેને ઘણી ના કહી કે છોકરા સાથે મેળમેળાપ સુદ્ધાં ન રાખતો. પણ તેણે ન માન્યું. એક વાર તેણે એ છોકરા તરફ બુરી નજરે જોઈ લીધું. એની નહુસતને પરિણામે એ શખ્સને જે કુર્આન યાદ હતું તે ભૂલાઈ ગયું. જે હિફ્ઝ હતું તે સલબ થઈ ગયું. (ખયરુલ ઇફાદાત, પેજ : ૧૦૧)

## જમાલે હકીકી : સાચું સૌંદર્ય શેમાં છે ?

ઘણા લોકો આ બલાને મહત્ત્વની ગણતા નથી. તેને હળવી ગણે છે. કેટલાક તો નઉઝુબિલ્લાહ એને અલ્લાહ તઆલાની નઝદીકી પામવાનો ઝરીઓ ને જમાલે હકીકીના દર્શનરૂપ માને છે ! આ તો નર્યું ઈલ્હાદ ને નાફરમાનીભર્યો અકીદો છે. હઝરત શેખ શીરાઝી (રહ.) એ એક બોધકથા લખી છે. એકવાર એક માણસ કોઈ રૂપાળા છોકરાને જોઈને તેના પર આશિક થઇ ગયો ! કોઇ વળી કહેવા લાગ્યું કે એ માણસને તો આ છોકરામાં અલ્લાહનો જલ્વો દેખાય છે ને જેણે એની આવી સુંદર શકલ–સૂરત બનાવી છે તેના પર જ એ તો ફિદા છે. આ સાંભળીને બુકરાત બોલ્યો, 'બનાવનારે શું આ એક જ શકલ–સૂરત બનાવી છે કે ? ! એ માથા ફરેલો માણસ એના પર જ કેમ દિલ ગુમાવી બેઠો ? ! એકાદ દિવસના બચ્ચાને જોઇને એ આશિક કેમ ન થયો ? જોવામાં તો એ બંને બરાબર છે, નાનો હોય કે મોટો ! બલકે નાનામાં તો કુદરતની કારીગીરી વધુ સ્પષ્ટરૂપે દેખાય છે. ખરેખર એ કહે છે એવું જ હોત તો એ માણસને એક–બે દિવસના બાળક પ્રત્યે ઈશ્ક હોત ! આની સાથે ન હોત !' આ તો નફસની બદમાશી છે ને ખોટું બહાનું. આ કંઇ વાસ્તવિક ઈશ્ક નથી. આ તો ઘઉં ખાવાથી ઉદ્‌ભવેલ ફસાદ છે. જો થોડા દિવસ ખાવા ન મળે તો પોલ ખુલી જાય. (ઇસ્લામ ઔર ઝિંદગી, પેજ : ૩૧૦)

## સજાતીય સંબંધોની શરૂઆત કયારથી થઈ ?

હઝરત લૂત અલૈહિસ્સલામની કોમમાં એક માણસના બગીચામાં શયતાન સુંદર છોકરાનું રૂપ લઇને આવ્યા કરતો

ને દ્રાક્ષના વેલા પરથી મીઠી મીઠી દ્રાક્ષ તોડીને ખાતો. બાગવાળો તેને ધમકાવતો, મારતો ને તગડી મૂકતો, પણ તે માનતો નહીં. બાગમાં આવ્યા જ કરતો. અંતે થાકીને બાગવાળાએ કહ્યું; 'તેં મારા ઘણા છોડવેલા ભાંગી નાંખ્યા. લે, હું તને થોડા પૈસા આપું. મારો પીછો છોડ, ને અહીંથી ચાલ્યો જા'.

છોકરારૂપી શયતાન બોલ્યો, 'હું એમ માનવાનો નથી. તારા બગીચાને જો તું બચાવવા ચાહતો હોય તો હું કહું એમ કર !' પેલા માણસે પૂછ્યું; 'તું શું ઇચ્છે છે ?' શયતાન કહેવા લાગ્યો, 'તું મારી સાથે બદફેલી કર્યા કર. હું અહીંથી ચાલ્યો જઈશ.'

પેલા માણસે પોતાની વાડીને બચાવવા તેની સાથે બદફેલી કરી પણ પછી તો એને આદત પડી ગઇ ને તે એવો તો હવસખોર બની ગયો કે રોજ પેલા જુવાનરૂપી શયતાનને ખુશામત કરી કરીને વિનવતો કે તું મારી વાડીએ આવ. ચાહે એટલી દરાખ તોડીને ખા. પેલા માણસે તો પોતાના મિત્રો–મળતિયાઓને પણ આ વાત કરી તો તેઓ પણ એ જુવાન છોકરારૂપી શયતાન સાથે બદફેલી કરવા ત્યાં આવવા લાગ્યા. પછી તો એ રોજનું થઇ ગયું. આ કમનસીબ લોકોને આવા ભૂંડા કામ તરફ વાળીને શયતાન તો ગાયબ થઇ ગયો, પણ આદત પડી જતાં એ લોકોએ જુવાન છોકરાઓ સાથે બદફેલી કરવાનું શરૂ કર્યું. અલ્લાહ તઆલાને આ ભૂંડું કામ ઘણું જ નાપસંદ છે. આથી હઝ. લૂત (અલય.)ને હુકમ થયો કે તમે તમારી કોમને આ નઠારા કામથી રોકો, નહિતર સખ્ત અઝાબ આવશે.

હઝરતે તેમને બહુ સમજાવ્યા, પણ તે કોમે આ નફરત ભર્યું કામ મૂક્યું નહીં. આખરે અઝાબ નાઝિલ થયો ને એ કોમ તબાહ–બરબાદ થઈ ગઇ.

આજકાલ જુવાનો–કિશોરો સાથેની આવી બદફેલી યુરોપના દેશોમાં ખૂબ વધી રહી છે. અલ્લાહની પનાહ ! હુઝુર રસૂલુલ્લાહ (સલ.) ફરમાવે છે, કયામતના દિવસે એવા છોકરાંઓને હાજર કરવામાં આવશે કે જેમને માથાં ન હશે. તેઓ ફરિયાદ કરશે કે એ અલ્લાહ ! અમારા પર જુલમ કરવામાં આવ્યો છે. અલ્લાહ પાક ફરમાવશે કે તમારા પર કોણે જુલમ કર્યો ? (વાસ્તવમાં અલ્લાહ તઆલાને તો સઘળી બાબતોની જાણ છે.) તે છોકરાં કહેશે કે અમારા પર અમારા બાપાઓએ જુલમ કર્યો. તેઓ મખ્લૂકમાં મરદો સાથે બદફેલી કરતા હતા. તેમની પાછલી શર્મગાહથી સંભોગ કરતા હતા.' આ સાંભળી અલ્લાહ પાક ફરમાવશે, 'એવા લોકોને દોઝખમાં લઇ જાવ ને એમના કપાળે આ શબ્દો લખી દો; 'અલ્લાહની રહમતથી મેહરૂમ.'

(શર્હે કન્ઝ.)

## તુબ્બઅ પ્રજા કેમ તબાહ થઈ?

એક રિવાયતમાં છે કે બે ઓરતો, અલ્લાહના નબી (સલ.)ની સેવામાં આવીને અરજ કરવા લાગી, 'યા રસૂલુલ્લાહ ! (સલ.) બે ઓરતોની પરસ્પર મસ્તી કરવાની–દેહસંબંધ રાખવાની વાત અલ્લાહ પાકની કિતાબમાં છે કે?' ફરમાવ્યું, 'હા, આ વાત તુબ્બઅ પ્રજાના ઉલ્લેખમાં છે. આ નઠારા કામને કારણે જ તો તુબ્બઅ કોમનો અલ્લાહ પાકે વિનાશ ફરમાવ્યો.

ખાસ કરીને જુવાન છોકરીઓ કે સ્ત્રીઓ એકબીજી સાથે પોતાની જાતીય ભૂખ સંતોષતી હોવાના કિસ્સા આજે પણ બને છે. કેટલાક બનાવો તો એવા છે કે એક સ્ત્રી, પોતાની પસંદગીની સ્ત્રી સાથે ઘર માંડે છે ને બંને સાથે રહે છે ! જાતીય ભૂખ સંતોષવાની આ મહા ભૂંડી રીત છે. આવી ઓરતોને આગમાં નાખવામાં આવશે. એવી આગ જે વીંછીના ડંખથી ભરેલી હશે. (અલ્લાહની પનાહ)

## હસ્તમૈથુન પણ મહા પાપ છે :

અયની–શર્હે કન્ઝમાં હઝરત જુબેર (રદિ.)નું આ કથન ટાંકવામાં આવ્યું છે કે, 'ભૂતકાળમાં થઈ ગયેલી એક પ્રજામાં હસ્તમૈથુનનો ઘણો રિવાજ હતો. પરિણામે અલ્લાહ પાકે એ પ્રજા પર સખત અઝાબ ઊતાર્યો.'

વળી હઝરત અતા (રહ.) કહે છે કે મેં બુઝુર્ગોથી સાંભળ્યું છે કે, હશરના મેદાનમાં એવા લોકોને હાજર કરવામાં આવશે કે જેમના હાથ હામેલા–ગર્ભવંતા હશે ! મને લાગે છે કે આ હસ્તમૈથુન કરનારા લોકો હશે. (એટલે કે પોતાના હાથ વડે પોતાની શર્મગાહમાંથી વીર્ય બહાર કાઢનારા લોકો.) દુર્રે મુખ્તારમાં એક રિવાયત આવી છે જેમાં છે કે હાથ સાથે નિકાહ કરનારા મલઊન છે. હાથ સાથે નિકાહ કરવાનો ભાવાર્થ એ છે કે જે કામ નિકાહથી થાય છે તે હાથ વડે પૂરું કરે. આથી અલ્લાહ પાકે આવા લોકોને મલઊન ફરમાવ્યા છે. (અલ્લાહની પનાહ.) પોતાની પત્ની સિવાય અન્ય સ્થળે વીર્યસ્ખલનની જે રીત પણ અપનાવાય તે બિનકુદરતી છે ને શાપિત. સેંકડો મુસીબતો તથા તકલીફોને નોતરનારી.

## ઝિનાકારી કેટલી રીતની છે ?

હુઝુર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે આંખો ઝિના કરે છે. (બુરી નજરે) જોવું એ આંખોનો ઝિના છે. કાન ઝિના કરે છે. (ઝિનાકારીની) વાતો સાંભળવી એ કાનનો ઝિના છે. જીભ પણ ઝિના કરે છે (ઝિનાકારીની) વાતો કરવી એ જીભનો ઝિના છે. હાથ પણ ઝિના કરે છે. ગેરમહરમ-પારકી ઓરતનો સ્પર્શ કરવો એ હાથનો ઝિના છે.

સાર એ કે શહવત–કામુક્તા અને બુરી નજરે–નિય્યતે પારકી ઓરત ભણી જોવાથી, તેની વાતો સાંભળ-વાથી, તેને અડકવા–સ્પર્શ કરવાથી, પગ વડે તેના તરફ ચાલીને જવાથી દરેક અવયવ જાણે ઝિનાકારીમાં સપડાય છે. હુઝુર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, જે શખ્સ, કોઈ પરાઈ ઓરતની ખૂબસૂરતી ભણી બુરી નજર કરશે, કયામતના દિવસે તેની બંને આંખોમાં ઓગાળેલું સીસું નાખવામાં આવશે. (હિદાયહ)

## આ ભયાનક બીમારીઓનો ઇલાજ શો ?

પહેલો ઈલાજ નિગાહ યા નજરની હિફાઝત છે. હુઝૂર રસૂલુલ્લાહ (સલ.)નું ફરમાન છે કે, અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે, નજર તો શયતાનના તીરો પૈકીનું ઝેર પાયેલું એક તીર છે. મારા ડરખોફથી જે કોઈ નામહરમ ઓરતો અને જુવાનોને બુરી નજરે જોવાનું છોડી દેશે, હું તેના ઈમાનને સુંદર બનાવી આપીશ. એવું સુંદર કે એ શખ્સને પોતાને પોતાના ઈમાનની મીઠાશનો અનુભવ થશે.

બુરી નજરનો સહેલો ઈલાજ એ છે કે રસ્તે ચાલતાં પોતાની નજર નીચી રાખીને ચાલે. આમતેમ ન જૂએ. ઈન્શાઅલ્લાહ, બુરી નજરના પાપથી બચી જશે. કોઈ સુંદર ચહેરા પર અચાનક નજર પડી જાય ને મન એ તરફ કંઈક વળે તો એ બદલ કોઈ પકડ નથી. અલબત્ત મનને એ તરફથી વાળવાનું છે–રોકવાનું છે. જેમ રોઝહદારને તરસ લાગે છે તો પાણી જોઈને તે પીવાને મન લલચાય છે, પણ આપણે પીતા નથી. મન પર કાબૂ રાખીએ છીએ તેમ કોઈના તરફ અચાનક નજર પડતાં તેને શહવત કે કામુક્તાથી ન જોવું. નજરને કાબૂમાં રાખવી. વળી તેનો વિચાર પણ મનમાં ન આણવો. તેનો અવાજ સાંભળવાની કોશિશ ન કરવી. આ સંયમ બહુ જરૂરી છે. જો સંયમ કે કાબૂ નહીં રાખે ને કોતાહી કરશે તો ગુનેહગાર થશે. દિલ કાળું થઈ જશે. (ક્સદુસ સબીલ, પેજઃ ૩૧)

બીજો ઈલાજ મનમાં રહેલાં શહવત યા કામુક્તાનાં વલણોનો સામનો અને વિરોધ કરવાનો છે. માણસ જો પોતાના મનનાં એ વલણોને કે એવી મનેચ્છાઓને અનુકૂળ થઈ જશે તો લપસી પડશે. હિંમતથી એ વિચારો-વલણોનો સામનો ને વિરોધ કરવો પડશે. ગમે એટલું સરળ કામ પણ હિંમત વિના થઈ શકતું નથી. તાવ વગેરે જાહેરી બીમારીઓ વખતે મનને ગમે કે ન ગમે કડવી દવા પીવી પડે છે. તંદુરસ્તીની ઈચ્છા છે, તેથી હિંમત કરીને દવા પી જઈએ છીએ. જ્યારે બાતિની બીમારીઓ માટે તો હિંમતની વધુ જરૂરત રહે છે. શહવત યા કામુક્તાની આગને ઠારવાનો આ જ ઈલાજ છે.

દુનિયાની સામાન્ય આગને પાણીથી ઠંડી કરી શકાય–બુઝાવી શકાય છે, પણ શહવતની આગને પાણીથી ઠંડી

કરી શકાતી નથી; કારણ, શહવતમાં દોઝખનો મિજાઝ છે. એટલે કે દોઝખનાં અઝાબનું કારણ આ શહવતપરસ્તી હોવાથી એમાં દોઝખનાં દુઃખો અને તકલીફોની ખાસિયત પેદા થશે. તો નફ્સ અલ્લાહની રાહનો દુશ્મન બને ત્યારે એ દુશ્મનનું કહ્યું ન માનવું. એને ઝલીલ અને તુચ્છ કરવો. એનું કહ્યું કરીને એને ખુશ કરવો ને એને બળવાન બનાવવો નાદાની છે. નફ્સ ચોર છે, તો ચોરને વળી ગાદીતકિયે બેસાડાય કે ?

નફ્સની શહવત યા મનની કામુકતાનો ઉપાય એ છે કે પ્રથમ પોતે હિંમત કરે ને સાથે અલ્લાહ તઆલાથી હિંમતની યાચના કરે. વળી અલ્લાહ પાકના ખાસ બંદાઓથી ય દુઆ કરાવે. ઈન્શાઅલ્લાહ, આ ગુનાહથી બચવાની જરૂર હામહિંમત આવશે. સફળતાની ગાડીને ચલાવવા માટે એક પૈડું પૂરતું નથી.

ત્રીજો ઈલાજ : સુંદર ઓરત વગેરે પર નજર પડે તો એમ વિચારે કે જે મરી જનાર છે, મરીને માટી થઈ જનાર છે, જે દેહને કીડામકોડા ખાઈ જનાર છે, જે રૂપ સૌંદર્ય આજે દેખાય છે તે તો એક દિવસે અત્યંત કદરૂપ થઈ જશે. એવું કદરૂપું કે કોઈને પાસે ફરકવાનું ય ન ગમે ! આવું શરીર, આવું રૂપસૌંદર્ય શું મુહબ્બત કરવાને લાયક છે કે ? હકીકી અને સાચી મુહબ્બતને પાત્ર એ કેમ કરી હોઈ શકે ? હકીકી મુહબ્બતને લાયક તો અલ્લાહ તબારક વ તઆલાની પાકઝાત છે ને આ દુનિયાથી વિદાય લીધા પછી તેમની જ રૂબરૂ જવાનું છે. ફરી તે પૂછશે કે હરામકારી કે હરામ મુહબ્બત કેમ કરી હતી તો શું જવાબ દેશો ? શું મોં બતાવશો ? વળી જે સુંદર મુખ આજે દેખાય છે તેના અંજામનો વિચાર કરો. જતે દિવસે

ને મોત પછી તે કેવું કરૂપ ને બીહામણું બની જશે એનો વિચાર આંખો સામે લાવો, એનો મુરાકબા કરો. ઈન્શા–અલ્લાહ દિલમાં જે ખરાબી પેદા થઈ હશે તે જતી રહેશે.

વળી સોચો કે એ ઓરતો યા એ જુવાન છોકરાનાં માબાપો કે વારસદારોને મારા આ પાપી વિચારોની જાણ થઈ જાય તો મારી કેવી રુસ્વાઈ ને બેઈઝ્ઝતી થાય ? ! જ્યારે કે હકતઆલાને તો સઘળી વાતની જાણ છે તે પાકઝાત તો મારા ઈરાદાને જાણે જ છે. જૂએ જ છે. તો એ કેવી શરમની વાત છે ! વળી પોતે પોતાના મનને કહે કે તું મને બીજાના છોકરા સાથે કે વહુબેટી સાથે બદફેલી કરવાનું કહે છે એ રીતે જો કોઈ મારા દીકરા કે વહુબેટી સાથે આવું કરે તો હું સહી લઉં ખરો ? કદાપિ નહીં. મારવા–મરવા તૈયાર થઇ જાઉં. તો શું બીજાને પોતાનું સ્વમાન વહાલું નથી ? ! તેને ખબર થાય તો તે શું મને મારવા તૈયાર નહીં થઈ જાય ? મને ઈજા પહોંચાડવા હરેક રીતે કોશિશ નહીં કરે ? આ ગુનાહ બદલ જહન્નમની જે સજા આખિરતમાં મળનાર છે તેનો ચિતાર આંખો સામે લાવે.

મૂળ ઈલાજ તો હિંમત છે. જ્યારે આવો પ્રસંગ પડે ત્યારે બરાબર વિચાર કરે કે હકતઆલા અત્યારે ય મને જોઈ રહ્યા છે ને કયામતના દિવસે મારી પંડપૂછ કરશે. અલ્લાહ પાકે જો સજાનો હુકમ આપી દીધો તો મારી શી દશા થશે ? વારંવાર આ વાતનો ખ્યાલ કરવાથી ઈન્શા–અલ્લાહ, બદકારીથી દૂર રહેવામાં સફળતા મળશે. તો હિંમત એ જ એનો ઈલાજ છે. શરૂઆતમાં કંઈક અઘરું લાગશે, મનને કઠશે, પણ પછી આવા સંજોગોનો સામનો કરવાની આદત પડી જશે, ને ગુનાહથી બચી જવાને કારણે

એક પ્રકારનો આનંદ થશે. દિલદિમાગને ખુશી અને પ્રફુલ્લતાનો અનુભવ થશે. (અનફાસે ઈસા)

ચોથો ઈલાજ : હઝરત હકીમુલ ઉમ્મત મવલાના થાનવી (રહ.) ફરમાવે છે કે જાતીય આકર્ષણ કે મુહબ્બત એક અઝાબ છે. જો એ ઈશ્ક–મુહબ્બતથી તવબા કરશો ને અલ્લાહવાળાના સાથસહવાસમાં રહીને અલ્લાહનો ઝિક્ર શરૂ કરશો તો અદભૂત શાંતિ અને સંતોષ મળશે. ગરમ ને તપતી રેતીમાં પાણી વિના માછલી તડપી રહી હોય ફરી કોઈ એને પાણીમાં મૂકી દે તો એને કેટલો સુખદ અનુભવ થશે ! જાણે એને નવું જીવન મળ્યું ! કોઈ કામિલ મુર્શિદ પાસે પોતાની મૂંઝવણ રજૂ કરવી ને તે માનવંતના સલાહમશ્વરા પર અમલ કરવો એ આ બીમારીનો સંપૂર્ણ અને શાફી ઈલાજ છે.

## કલિમએ તય્યિબહનો વિર્દ :

પાંચમો ઈલાજ એ છે કે રોજ ચોક્કસ સમય નક્કી કરીને, પ્રથમ બે રકાત નમાઝ તવબાની નિય્યતે પઢો. પછી અલ્લાહપાકની રૂબરૂ ખૂબ ખૂબ ઈસ્તિગફાર અને તવબા કરો. આ બલામાંથી મુક્તિ અને નજાત માટે દુઆ અને યાચના–કાકલૂદી કરો. પાંચસોથી લઈને એક હજાર વાર લાઈલાહ ઈલ્લલ્લાહુ નો ઝિક્ર એ રીત કરો કે લાઈલાહ પઢતાં મનમાં એવો નિર્ધાર કરવો કે મેં તો અલ્લાહ તઆલાની મુહબ્બતને મારા દિલમાં જમાવી લીધી–સ્થાપી દીધી. (ઝર્બ સાથે આ ઝિક્ર કરો તો પ્રથમ પોતાના પીરોમુર્શિદ પાસેથી કે જાણકાર પાસેથી એની રીત શીખી લેવી.)

**નફસનો દંડ નક્કી કરો :**

છઠ્ઠો ઈલાજ : ખરો ઉપાય તો એ છે કે ભલે મનને બહુ કઠે, માશૂકથી તદ્દન અલગ થઈ જવું. મનદિલને તકલીફ તો બહુ થાય, પણ સહન કરી લેવી જોઈએ. જીવનભરની તકલીફથી બચવા ચાહો, ને અલ્લાહપાક સાથે નિસ્બત બાંધવા ચાહો તો એ કર્યે જ છૂટકો. વિચારો, અલ્લાહ ન કરે ને આખી ઝિંદગી કશી બીમારી લાગુ પડી જાય—જેમ કે આંખે ન દેખાય તો ધીરજ ધરીએ છીએ એ પ્રમાણે હકતઆલા કોઈ બાતિની મુસીબતમાં નાખે તો ય સબર કરો. હદીસ શરીફમાં છે : મન અશક ફમાત ફહુવ શહીદ : કોઈ ઈશ્કમાં પડી જાય પણ ચરિત્રશીલ—પાકબાઝ રહે ને બીજાને રુસ્વા ન કરે, બલ્કે પોતાના ઈશ્કને છુપાવે ને અંતે એ હાલતમાં મરી જાય તો તે શહીદ છે.

નફસને માથાભારે ન થવા દેતા. એ માથાભારે ન થઈ જાય તેથી એનો કંઈક દંડ નક્કી કરો. રૂપિયા પૈસા ખયરાત કરવાનો દંડ, અથવા તો નફિલો વગેરે પઢવાનો. એ દંડ એટલો ઓછો ન હોવો જોઈએ કે નફસને માલુમ પણ ન પડે, કે એને કઠેય નહીં. વળી એટલો ભારે પણ ન હોય કે તમારાથી ભરપાઈ ન થઈ શકે— અદા જ ન થાય. સાલિકે તો મુર્શિદે કામિલની ઈજાઝતથી નફસ પર દંડવેરો નાખવો જોઈએ.

જ્યારે ય કશે બુરી નજર પડી જાય, વુઝૂ કરીને બે રકાત નફિલ અદા કરો. દિલમાં એવો ભૂંડો તકાઝો પેદા થાય તો ય તરત એમ કરો. એક દિવસમાં ઘણી બધી રકાતો પઢવી પડશે, પરિણામે બીજા દિવસે આવા વિચારો ઓછા થઈ જશે, ને ક્રમે ક્રમે આ રોગ દિલમાંથી નીકળી

જશે. કારણ નફસને નમાઝ પઢવાનું બહુ અઘરું લાગતું હોય છે. એ જોશે કે જરા સરખી મજા માણવા જતાં આ મુસીબત થાય છે ને આ માણસ જાણે હર વખતે નમાઝમાં જ રહે છે તો ફરી આવા વસવસા કે ખરાબ વિચારો નહીં આવે.

આપમેળે આવતા વસવસા કે અનિચ્છાએ ઉદ્ભવતા મનના કુવલણ બદલ પકડ નથી. હા, એ વસવસા કે મનો-વલણના તકાઝા પર અમલ કરવો પોતાના ઈખ્તેયારમાં છે ને એ બદલ પકડ પણ છે. આ બીમારીનો માત્ર એક જ ઇલાજ છે–નફસને રોકવો ને નજર નીચી રાખવી. આ તો પોતાના કાબૂ કે ઈખ્તેયારની વાત છે. હિંમત કરીને આ રસ્તો અપનાવવો. જો કે નફસને અઘરું તો લાગશે–એને તકલીફ તો થશે, પણ આ તકલીફ દોઝખની આગ સામે કંઈ વિસાતમાં નથી. દોઝખની આગની તકલીફની કલ્પના મનમાં કરતા રહો કે એ મહા તકલીફદાયક હશે. થોડા દિવસ મન મક્કમ કરીને આ રીત અપનાવવાથી ય મનનાં બુરાં વલણો ઓછાં થાય. (કમાલાતે અશ્રફિય્યહ)

ઈરાદાપૂર્વક નાખેલી એક બુરી નજર બદલ ૨૦ નફિલો પઢવાનું રાખો તો એનાથી ય ઈન્શાઅલ્લાહ, મામલો જલ્દી સુધરી જશે–ઈસ્લાહ થશે.

(તરબિયતુસ સાલિક)

## શયતાનનાં છળકપટ ને ધોકાબાજીઓ :

વારંવાર નજર નીચી કર્યા કરવાથી તકલીફ થાય છે તો શયતાન, માણસને ધોકો આપે છે કે ભાઈ, એકવાર તો બરાબર મન ભરીને જોઈ લે. બસ, તારી ઈચ્છા પૂરી થઈ

જશે. ફરી ન જોતો. પણ વલ્લાહ ! આ રીતે મન ભરીને જોઈ લેવાથી તો ગુનાહ કરવામાં મન ને ઈચ્છાઈરાદો વધુ મક્કમ ને મજબૂત થઈ જાય છે, ને પછી આ ગુનાહમાંથી નીકળ-વાનું બહુ કઠીન બની રહે છે. કારણ નિયમ એવો છે કે શહવત અને કામુક્તાને બુરી નજરથી વેગ મળે છે. એનાથી શહવત વધુ તીવ્ર થાય છે.

મન ભરીને જોવાથી ય આગ બુઝાતી નથી તો શયતાન બીજો ધોકો આપે છે. તે એવો કે એકાદવાર એની સાથે મોં કાળું કરી લે. મન ભરાઈ જશે. ફરી એનાથી તવબા કરી લેજે. માણુસ આવા ભૂંડા રસ્તે ગયો તો માનો મહા વિનાશને મારગે લપસી પડયો. પછી તો મન અનેક બહાનાં બતાવશે : આજે તવબા કરીશ, કાલે તવબા કરીશ, હજી મન ભરાયું નથી, તવબા કર્યા પછી ઈચ્છા થશે તો તવબા તૂટી જશે વગેરે. જો તવબા નસીબ થશે નહીં તો ફાની દુનિયાથી તવબા વિના જ વિદાય થશે.

(હકીકતે તસવ્વુફ વ તકવા : પેજ–૧૩૭)

મુજાહિદા કર્યા પછી પણ ગુનાહ તરફના નફસના સ્વાભાવિક વલણનો અંત નથી આવતો. કેટલાકને આની ખબર નહીં હોવાથી મુજાહિદા પછી પોતાના નફસનાં બુરા મનોવલણો જોઈને અકળામણ કે ગભરામણ થાય છે. વસ્તુત : શહવત અને કામુક્તાનો મુજાહિદાથી અંત આવતો નથી, બલ્કે ઝિક્રઅઝકારની કેફિયતોથી એનું જોર ઘણું ઘટી જાય છે. મુજાહિદા કર્યા પછી ય જયારે મન ખોટા રસ્તે જવાનું કહ્યા કરે છે તો શયતાન વળી ધોકામાં નાખે છે કે જયારે મુજાહિદા કર્યા પછી ય આવી નિષ્ફળતા મળે છે તો જાણીજોઈને જીવને શા માટે તપસ્યા કે મુજાહિદાનાં કષ્ટ કરાવવાં ? ! માણુસ શયતાનના ધોકામાં આવી જાય છે ને

પોતાની નિષ્ફળતાને કારણે નિરાશ થઈ નફસને છૂટો દોર આપી દે છે. તો યાદ રાખો, જ્યારે નફસનાં બુરા વલણો સામે મુજાહિદા કરવાનો ઈરાદો કરો તો પ્રથમ નફસને સમજાવી દો! કે આ મુજાહિદાના આમાલની મહેનત હમેશ કરવાની છે. ઝિંદગીભર મુજાહિદા કરવો પડશે. અહીં તમને માલૂમ પડશે કે કામિલ મુર્શિદ એ અલ્લાહ તઆલાની કેટલી મોટી નેઅમત છે કે તે માનવંત ગુનાહની કેવી કેવી લપસણી ખાઈમાંથી સાલિકને બહાર કાઢે છે.

(અલમુજાહિદહ, પેજ : ૧૩૭)

* * *

ગીતસંગીતના જલ્સા, ટી. વી. ના લોભામણા કાર્યક્રમો, અલ્લાહ તઆલાની યાદનો જે બેહતરીન સમય છે તે રાતના એકાંતમાં વી. સી. આર. દ્વારા જોવાતી ફિલ્મો વગેરે તમારા તકવા અને સુંદર અખ્લાકને ક્યાંક તબાહબરબાદ ન કરી મૂકે એ જો જો. ઈમાનવાળાઓનો મારગ જૂદો છે. એ છે પ્યારા રસૂલુલ્લાહુ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે બતાવેલ રસ્તે અલ્લાહ પાકની રઝામંદી પામી લેવાનો. વહાલી ઉમરની અતિ મૂલ્યવાન ઘડીઓની કદરકિંમત સમજી લેજો. અન્ય કોમોની પેઠે એને લહવ–લઅબ અને નિરર્થક પ્રવૃત્તિઓમાં વેડફી ન નાખતા :

અસલે સદ યૂસુફ જમાલે ઝુલજલાલ,
અય કમ અઝ ઝન, શવ ફિદાએ આં જમાલ !

હઝરત યૂસુફ (અલય.) જેવા સેંકડો સુંદર દેહોને જે પેદા કરી શકે છે–તે પાક પરવરદિગારનાં જમાલ અને સૌંદર્ય જ સાચાં છે. તો ઓ અત્યંત નીચું વિચારનાર શખ્સ ! અલ્લાહપાકની ઝાત પાક પર ફિદા થા ! એટલે કે અલ્લાહ પાકથી ઈશ્ક પેદા કર !

—ઈબ્રાહીમ 'અનવર'

૨૨૭ બ્લેકપૂલ રોડ પ્રેસ્ટન. (યૂ. કે.) તા. ૧–૯–'૮૯